નાટક રચનાર—

# ગુલફામ.

નાટક ભજવનાર—

## ધી યંગ મેન્ઝ યુન્યન.



કીમત બે આના.

# કાંઇક એલાર પેલાર,

સૃષ્ટીના સરજનહારે સરજતના સંજોગો કાંઇ ઓર સરજ્યા છે. આજે મારી સરજતે હું ફરી એકવાર એમેચ્યુઅર એરાદરો મારફતે શોખીન તમાશબીન આલમ આગળ હાજર થવાને નસીબવંત બન્યો છું. નાટક લખી તે ભજવવાની પહેલ મેં એમેચ્યુઅરોથી કીધી હતી અને એમેચ્યુઅરોની મને લાગેલી મોહીની જેવી ને તેવી જોરદાર મારાં જીગરમાં રહેલી હોવાથી મારા એરાદર મી૰ નવલ માદનની માંગણીને હું આધીન થયો છું અને આએ એક નાનો 'સ્કીટ' મેં તઇયાર કરી આપ્યો છે. મારા આગળા નાટકોને મી૰ માદને અને તેવણના કસાયલા ચુનંદા એમેચ્યુઅર એરાદરોએ જે શોભા, જેષ અને ઇનસાફ આપ્યો છે તે જોતાં આ મારા નવા નાટકને આ સલામત હાથમાં સોંપેલો હું ધારૂં છું. એમેચ્યુઅરો મારફતે નાટક થનાર હોવાથી તે તદન સાદો અને સીનરીની ખરચાલુ ટીપટાપ વનાનો, કોઇબી જગાએ, દીવાનખાનામાં કે લગન-સરાના ઓટલા પર થઈ શકે તેવો લખવાની મેં ખાસ સંભાળ રાખી છે. મોજ અને ગમત આપવાનીજ મારી ફકત ધારણા છે અને તેટલા માટે મેં એ નાટક રમુજી ઢબે લખવાની કોશેશ કીધી છે જે મારી કોશેશ ફતેહમંદ ઉતરી છે કે નહીં તે તો તમાશબીન આલમ ઠરાવી આપશે. ધી યંગમેન્સ યુન્યનના એમેચ્યુઅર એરાદરોએ જે મહેનત અને ખંતથી કામ બજાવ્યું છે તે માટે આભાર માનતાં,

હું છું દુવાગો, **ગુલફામ.**

# કાંઇક નવી જુની.

મહેરબાન તમાશબીન!—જુની વાત યાદ કરતાં મારે જણાવવું જોઇયે કે ગયાં અગ્યાર વરસ દરમ્યાન શોખની સેવા બજાવતાં એક એમેચ્યુઅર તરીકે સ્ટેજ ઉપર હાજર થવાનું માન મેં મેલવ્યું છે અને મારી ગુંજાશ મુજબ જે કાંઈ મેં બજાવ્યું છે તે માટે પ્રસંશા મેલવવાને હું ભાગ્યશાલી થયો છું એ મારો સર્વથી મોટો સંતોષ છે. મી૦ **ગુલફામ**ના "પીસ" એકક પછી સ્ટેજ કરવામાં મારો મુખ્ય હાથ હતો એમ કહેવાની કશી જરૂર નથી, પણ એટલું કહેવાની જરૂર છે કે મી૦ **ગુલફામ**ના નાટકો તરફ મારી એટલી તો ચાહેના છે કે મારી સાથે ચુનંદા બાહોશ કસાયલા એમેચ્યુઅર બેરાદરોનો સ્ટાપ ધરાવતો હોવાથી મેં એક નાનો પીસ લખી આપવાની મી૦ **ગુલફામ**ને એલતેમાશ કીધી હતી અને તે એલતેમાસનું પરીણામ આજે હું તમાશબીન આલમ સાંમે તેમનું જજમેંટ સાંભળવાને રજુ કરૂં છું. મેં મારા વડીલ બેરાદર મી૦ **ગુલફામ**ને પહેલાંથીજ અરજ કીધી હતી કે, તેવણે પોતાની હમેશની ચાલાકીથી એક 'પીસ' એવો સાદો ને સુતરો લખવો કે ખુન, ચોરી, લુટફાટ, આગ, પીસતોલના ધડાકા જેવું કંઈ આવે નહીં અને એવો સહેલો લખવો કે કોઈ ગેધરીંગમાં પણ બોર્યાં-ચાર્સાં બાંધીનેબી કરી શકાય. મારા ભલા મીત્રએ તેવોજ સાદો સહેલો પણ અતિ રમુજી અને ગમત આપનારો 'પીસ' મને લખી આપ્યો છે, જે આજે સ્ટેજ કરતાં દુવા ગુજારૂં છું કે મી૦ **ગુલફામ**નાં નામને અને અમારાં કામને જશ મળે.

હયાં મારે ઘણા જણાનો ઉપકાર માનવાનો છે. પણ તે દરેકનાં નામ સાથ છુટો છુટો માનવા બેસું તો લંબાણ થઈ જાય. ટુંકુંજ કરતાં કહીશ કે પહેલો ઉપકારી હું મી૦

ગુલફામનો છું કે જેવણે મને મારા એમેચ્યુઅરોને અને મારાં યુન્યનને ઉતેજન આપી ઉપકારી બનાવ્યાં છે. બીજો મારા કાબેલ કસાયલા આબરૂદાર એમેચ્યુઅરો અને બાહોશ મ્યુઝીસ્યનોનો ખાસ ઉપકાર માનું છું કે તેઓની ભેગી મદદ અને ઉલટ સિવાય હું આ ખેલ સ્ટેજ કરી શકતે નહીં. અને ત્રીજાં બીજાં અનેક બેરાદરો, કે જેઓએ મને અનેક રીતે કિમતી મદદ આપી છે તે સઘલાઓનો હું હયાં સામટો ઉપકાર માનું છું.

અને વાંચનાર ડીયર, હવે સલામ! જો તારૂં ઉતેજન મને ચાલુ હશે તો ભવિષ્યમાં મી૰ ગુલફામનાજ કોઇ બીજા નવા 'પીસ' સાથ તારી સેવામાં હાજર થઇશ.

લા૰ તારાં ઉતેજનનો ઉમેદવાર

ઓ૰ સર ઇભરાઇમ
રેહમતુલા મેનશનસ.
પીકેટ રોડ,
મુંબઈ તા. ૧૬–૭–૧૬.

**નવલ મ૰ માદન**

મેનેજીંગ પ્રોપાયટર,
ધી યંગમેન્સ યુન્યન.

# હાંડા માસ્તર.



## ગાયણો.

૧

જાલાં—દાવર પાલનહારા યાદ તારી કરૂં,
ભુલું નહી પલછીન, હરદમ ભજું તારૂં નામ—દાવર.
તારી ખેલતને તુંજ લે વિચારી,
તારી રમતને તુંજ લે સુધારી.—દાવર.
પ્રેમ મારો તુજમાં વસે, તન મન કરૂં કુરબાન,
રહેમ કર ઓ પરવર તું, દે દયાનું તુંજ દાન.—દાવર.

૨

કુંવરજી—હું છું ગુનાહગાર, લાચાર, દયાનો તુંજ છે આધાર,
નમું હું તુને ઝુકીને-ઓ કીરતાર—હું છું.
તારી ખુબી છે ન્યારી-તુંજ પર સૌનો આધાર,
તુંજ એકની યાદ સારી-મનમાં વસે,
પાર ઉતાર મારાં મનની મુરાદો પાક,
મારી ઓ બક્ષ મુજને-ઓ કીરતાર—હું છું.

૩

દીન્યાર—નામ અમર તુજ ગાવું હરદમ,
જપું હું ઝુકાવી નમી શીશ તુજ ચરણે પડી
હરખાવું—નામ.
માલીક તું ઓ સૌના પ્યારા-ફેંક અચલ તુંજ
આશીશ ધારા,

કાપ પાપ દે દાન જ્ઞાનનું-દાસ તું જ બની જાઉં—હરદમ.
સાહેબ આ જગપાલનહારા-હું કું તુંજને કોણ દારા,
નાખ રોશની તુંજ મીનોઇ-આંખે દેખી હરખાવું-હરદમ.

૪

દીન્યાર, જાલાં—

મુજ જીગર તો પ્રીત દેખે, મન દેખે તુંજ ચાહ,
આ હૈયું તો આશ દેખે, આંખ દેખે તુંજ રાહ.
આગ મારી મહોબતની બુઝાવો,
જલતાં જીગરને મનાવી લેવોરે.
સુરત તારી હમેશાં મનમાં વસે પ્યારી,
તુંજ વિના મુજને સદાની બેકરારી.
જીગરથી એક તો થાઓ,
મહોબતની વાતો સમજાવો—એ આવો.
નહી રે મને ચયન એ દીલજાન—આગ.

૫

હોમલો—ખન-ખન-ખન-ખન-ખનનો ભાર.
થન-થન-થમકાનો નહીં પાર,
રહેવું લ્યાં દીન ચાર, મરવું એક દીન જ્યાર,
મોજ્યાં દીકરા મારા માર—બસ.
એકને બદલે ફેંકી ચાર-રૂપ્યાની નહી કાંઈ દરકાર,
ભલે હોય જરદાર-આખેર સૌ મરનાર.
પૈસાનો નહી લ્યાં પોકાર.
હાંડા માસ્તર હું કહેવાઉ! હાજી! હાજી!
તેથી શું હું કાંઈ લજવાઉ? નાજી! નાજી!
ગજવાં કાપવાં મારૂં નહી કામ-મોજ્યાં મારવાં
જીંદગીમાં તમામ,

રાખવી ધીલી ગજવાની લગામ—આ નેક નામ—
ધરી હામ.
હાંડા—માસ્તર હું કહેવાઉં! હાજી! હાજી!
તેથી શું હું કંઈ લજવાઉં? નાજી! નાજી!
'એરીસ્ટોકરાસ'માં નહીં ખપું—ખુદનું ખરચીને હું જપું.
જોઇ લેવ શેઠયા હાંડા—માસ્તર,
પણ ગજવામાં નહીં કાતર.

૬

**હોમલો—**નહી તારા જેવો કોઇ છે દીલદાર,
સુખમાં દુ:ખમાં સૌ આધાર.,
બોલે કોઈ બુરો તુને નાપેકાર
તો આંગલાં ભોકી દોળા તેના ખેંચી કહાડું બહાર.
જોઇએ જો કલેજાંના ગમનો ઉતાર,
ને જીવતાં જો બહેસ્તમાં જવું હોય યાર.
તો માની મારૂં કહ્યું કર—એજ બાટલી હાથમાં ધર,
ને થોક બસ વિસ્કીના પેગ બેચાર.
કોઈ 'જેન્ટલમેન' ઇચમજી—ગલે નેકટાઈ કોલર યાર,
કોઈ 'મેગ્યા બ્લાઉઝ'નું બૈરૂં—ઉમર બેકુરી પર બાર.
કોઇ ટેંમ્પરંસનો ટાપીદાસ—કોઇ ગતરનો દીલદાર,
છે બબ્બા બાવા તુંજ પનાહમાં—સૌ તારે આધાર.

૭

**દીન્યાર, જાલાં—**

પ્યારી પ્યારી તુંજ દરશન દઈ દીલનો બાગ બનાઉં,
ગાલ ગુલાબનાં પ્યાર પુષ્પોથી ગુંથીને ગજરા બનાઉં.
ઝુલે તુંજ પ્યારનાં કળ્યાં—નીસાર તુંજ જોબન પર,

ઝુકાવે ડાળ ઇશ્કમાં—મોહની ગરદન પર.
ખીલે કમળબી બની યાર–તું મુખ સોહન પર,
ખીલે ગુલઝાર કુરબાન એ મુખ મોહન પર—પ્યારી.
હલક મધુરનું અમૃત બનાઉં–પ્રેમ રસનો પ્યાલો પીલાઉં.
જીંદગી સારી ભર પીલાઉં–વાર વાર તુજ પ્યાર લુટાઉં—પ્યારી.

૮

પેસી—હબંગ છે બસ–હંબગ છે બા–હંબગ સૌ સંસાર,
મોટાં નામમાં–દરેક કામમાં–દોર દમામમાં–સૌ કોઈ કામમાં.
લેડીઝ દરેસમાં–મરદ વેસમાં–છે હંબગ હદબહાર,
હું પોતેબી હંબગ છું–હંબગથી બહેરો પાર.
ગૈરાંઓના દાંતમાં બાલમાં–ફેસનએબલ ગુલાબી ગાલમાં યાર દરેક હંબગ છે.
સખીનો કરો ઢોંગ–સાધુનો લેઓ સોંગ,
ચાલશે લાગ ને વગ–એવું બલવાન છે હંબગ.
હંબગ છે સૌને ફાળે–હંબગથી દુન્યા ચાલે,
બસ એક એક હંબગ છે.

૯

કુંવરજી—જન્મો ગયા જમાના સાથ, જન્મો જન્મ વહી ગયા,
કાબેલ કુદરતના અચુક કાયદા, જે હતા તે રહી ગયા.
કંઈકની ખુશાલી, કંઈકનો ગમ, કુદરત કાયદો મરતો નથી,
લેવાને દમ આવેલો જમ, પાછો કદી ફરતો નથી.
અરે તું લે જરા જાગી,
કહાં પડયો તું–આ જગની નીંદમાં
અજલની ઘંટી છે વાગી—અરે તું.

વિલાસી–જગત વિનાશી–તને લ્યાં કેમ મોહીની લાગી,
ભજી લે નામ યજદાંનું–બદી તું દે સદા ત્યાગી–અરે તું.

૧૦

બહેરામ—

મારા નામ બહેરેમ ઇરાની,
ઇરાનના હું વતની કહેવાય,–તેહેરાન મારા ગામ,
બેગદાદ રસ્તે આવી કીધા–મુંબઈમાં મુકામ—મારા.
મુંબઇ આવી નોકરી લાગા–મલ્યા ચક્રમ શેઠ,
પેટને ખાતર કરવા પરેછ–રાત દીન એના વેઠ—મારા.
શેઠ કેહેછ બહેરામ જંગલી મુવાછ—જંગલી
તારા બાપ,
લાંબી લાંબી વાત કરેછ–પગાર ચુકવી આપ—મારા.

૧૧

હોમલો—

જમાનો આયો જમાઇ હવે તો સસરાને માથે પડશે,
કમાઇ ફકત ત્રીસની રીત હજાર પાંચની ડડશે.
હોય પોતે તો કાલો વાંદર–કાણો ને ખોર્યો ખાટકી,
ગોરી પટલી જવાન ફાંકડી છોકરીની માગણી કરશે.
મેટ્રીકમાંથી ધકેલા ખાઇ, પાંચ વાર પાછો ફરયો,
કહેશે તોબી બી. એ. સાથે બંદો તો જરૂર પણશે.
બાયડીના પૈસા પર પરણી–મીરીસની ઝટકે સપાટ,
ઘરમાં તાણા–ટપલા ખાઇને–બહાર મુછો મરડી ફરશે.

૧૨

કુંવરજી—ત્રણ દુકતાનો સસરો બન્યો.
હોમલો—(મનમાં) હાંડા–માસ્તર જમઈ બન્યો.
પેસી—કેમરે હાંડા!

**દીન્યાર**—ચપરે ગાંડા!

**હોમલો**—એ ચાકલેટ તું વચ્ચે ના પર.

**બહેરામ**—હું બી કહેછ કે વચ્ચે ના મર–નહી તો તારા દુમ–ફેરીને કાહરેછ ફેફસા બહાર–ત્રણ.

**કુંવરજી**—ખરો જમઇ બા તું કે તું?

**હોમલો**—પહેલો તો હું!

**પેસી**—પહેલો તો હું!

**કુંવરજી**
**દીન્યાર**
**જાલા** } —ખોટી છે વાત.

**હોમલો**
**પેસી** } —ખરી છે વાત

**હોમલો**—છે કરમ તારાં ફુટેલાં કે તારી બૈરી મારી કહેવાય.

**કુંવરજી**—આવા ધોંટાળામાંથી નીકલાય કેમ?

**પેસી**—તું મારી બૈરી સાથ પરણે કેમ?

**હોમલો**—આય એમ—એમ.

**કુંવરજી**—આ દુકતીનીબી શું કહાંણી, ત્રણ ત્રણ માટી એના કહેવાય. બોલની જાલાં કોણ છે તારો?

**બહેરામ**—(મનમાં) દોકરાજી જીવ ના કાહરો.

**પેસી**—બાવાજીને જઇને કહેવસ પર્યાં ધભા ને ગારો.

સમાપ્ત.